# ફાંકડીની ફજેતી.



ફેશનની ફીશીયારીના ફજેતીયા
ફારસ.



છપાવી પ્રગટ કરનાર.


## જમનાદાશ દેવજી.





ધી વિજય પ્રીન્ટીંગ પ્રેસ, પાયધુની મુંબઇ.





ઈ૦ સ૦ ૧૯૦૬.




## જાહેર ખબર.

### વાંચવા લાયક પુસ્તકો

| નામ. | કીંમત. |
| --- | --- |
| અંબાનનો ખુન: | ૦-૮-૦ |
| બાહાદુર બારવટીઓ | ૦-૫-૦ |
| કુમદા | ૦-૮-૦ |
| કુમદ સુંદરી | ૦-૮-૦ |
| રત્ન પ્રભા | ૦-૪-૦ |
| રમણ તારા | ૧-૪-૦ |
| સુંદર રસીક મણી મેનાં | ૧-૦-૦ |
| સોનેરી ટોલી | ૧-૪-૦ |
| કુસુમ સુંદરી | ૦-૮-૦ |
| પૃથુસીંહ પરમાર ભાગ બે | ૧-૮-૦ |
| ગુલાબીગુલ અને મનહર મોહનમાલા | ૦-૬-૦ |

તે શીવાય બધી જાતના મલસે.

મલવાનું ઠેકાણું,

**બુકસેલર ઠા. કરશનદાસ ખીમજીની કુંપની.**
**મસીદ બંદર રોડ, મુંબઈ રાયલીની હારીસ સામે,**

# ફાંકડીની ફજેતી.

# ફાંકડી કેવી બની રાંકડી !

## પ્રકરણ ૧ લુ.

## ફાંકડીના ફડફડાટ.

મુંબઈમાં નોકરી મેળવવા માટે શા૦ સીધાદાસ પાધરાદાસ પાતનું ગામ છોડીને આવ્યા. સાથે પોતાની બાયડીને પણ લેતા આવ્યા, અને એક બે દીવસ વારીમાં વાસો કરી છેવટ બાયડીના કાનનું સોનાનું લવંગીયું વેચીને એક કોટડી ભાડે રાખીને તેમાં તેઓ વસ્યાં. બાદ શા૦ સીધાદાસે ઇદર તીદર રખડી રઝળી રૂ ૧૫ ના માસીક પગારની નોકરી મેળવી, અને તેમાંથી પોતાનુ ઊદર પોષણ ભરવાનો ઠરાવ રાખ્યો. થોડા દીવસ

તો તે પ્રમાણે તે પતી પત્ની સુખ આનંદમાં ની વાસ્યા, અને એટલામાં શા૦ સીધાદાસનો દહાડો સુધરતાંજ તેને રૂ ૫૦ ના માસીક પગારની નોકરી મળી, જેથી તેની બાયડીનો મીજાજ ભારો ભાર વધવા માંડયો, અને વળી મુંબઇની બાયડીઓની ફેશનની પીશીઆરીઓ જોઇને તેણીનાં મગજમાં પણ ફાંકડી બનવાનો પવન ભરાઇ ગયો. તેણીએ પોતાના પતીને મોંહે ફફડવા માંડયું કે "તમે મને મુંબઈમાં લાવીને શું સુખ આપ્યું ? મુંબઈની બધી બાયડીઓ કેવી ફાંકડી થઇને ફરેછે, અને તમે તો મને જાણે ગામડાની ગમાર જેવીજ રાખોછો."

આ સાંભળી સીધાદાસે પોતાના નામ પ્રમાણે સીધો પાધરો જુવાબ આપ્યો "જો વાહલી આપણે મુંબઇનાં લોકોની દેખાદેખી કરીને ઉડાઉ ખરચો રાખીએ તો ત્રીજે દાહડે ભીખ માગીએ આપણી સાદાઇજ બારે દહાડા નભે ને સાદાઇમાંજ શોભા સચવાઇ રહે. સમજી?"

"એતો એમકરીને તમે કંજુસાઈ કરોછો તે હું સમજુછું"

"કંજુસાઇ કરતો હોઊંતો તેમાં પણ શું ખોટું છે? પાંચ પઇસા બચાવીશું તો તે આપણુનેજ કોઈ પ્રસંગે કામ આવશે. પચાસ રૂપીઆ મહીને પગાર લાવુંછું તેમાંથી પચ્ચીસનો ખરચ રાખી બાકી પચ્ચીસ બચાવવાજ જોઇએ."

"એ બધી તમારી વાતનો શાર એજ છે કે, તમારે મને કોઇ પાણ લાહવો લેવા દેવો નથી. જુઓની આપણી પડોશની બધી બાયડીઓ કેવી ફાંકડી થઇ ફરેછે, અને હું કેવી એબીયલ ને ગામડીયણ જેવી દીસુછું. તમને પણ તેમાં શરમ નથી આવતી."

"હું તો એમાં શરમ જેવું કશું જોતોજ નથી, પણ ઓર આપણી સુનીતી બતાવેછે, અને એજ બારે દહાડા નભે. મુંબઇમાંતો ઘણાખરા ત્રણ પચ્ચીસે તાલેવંત જેવા દમામ રાખે ને અનાચારી ખરચ ઉડાવી છેવટે નહી થાકે તો ઇનસાલવન્ટ કોરટનો રસ્તો લે! તેવું મારે કરવું નથીતો."

" તો પછી હું દેશ જવાનું નામ નહી દઉંતો!"

"ઠીકછે તો કાલે તારે માટે ભપકાદાર કપડ વસાવી લાવીશ." કહીને સીધાદાસે હાલ તરત તો પોતાની બાયડીનેજ્યાં ત્યાંથી સમજાવી શાંત પાડી.

## પ્રકરણ ૨ જું.

### ફાંકડી બની !

બીજે દીવસે શા૦ સીધાદાસ પોતાના મનમાં રચેલી રચના પ્રમાણે ઘરની પેટીમાં જેટલા પઇસા હતા તેટલા લઇને બજારમાં ગયો, અને પોતાના એક મારવાડી મીત્રને ર.ળી પોતાની બાયડીની તમામ વાત સમજાવી તથા પોતે તેણીને ઠેકાણે લાવવાને લગતી જે તદબીર મનમાં ગોઠવી રાખી હતી તે તે મારવાડીને સમજાવી, અને તેજ તદબીર

તેણે પણ પસંદજ કરી. બાદ મારવાડીને ત્યાં એક ઉખડેલ, ઉડાઉ, ને ફેશનની શીશીઆરીવાળી સ્ત્રીનાં કેટલાંક કપડાં અને તેવાજ દાગીના ભપકાદાર હતાં તે તમામ સીધાદાસે લીધાં અને તે બરાબર બાકસોમાં ગોઠવીને તે તમામ ચીજો પોતાની બાયડીને બતાવતાંજ તેણી ખુશી ખુશી થઇ ગઈ, અને એટલી તો હરખાઇ ગઇ કે કંઈ કસરજ નહીં! પાછલા પોહરના, અગરજો સીધાશા તો પોતાની નોકરીએથી પાછા ઘેર પધાર્યા નહોતા, તોપણ ફાંકડી લટક મટક કરતી પેલા તમામ વસ્ત્રાલંકાર સજી દરીયા કીનારાપર ફરવા ગઇ, અને પોતાનાં મનનો શોખ પુરો પાડ્યો. હવે તેણી મુંબઇની ફેશનની શીશીયારીખોર ફાંકડી બની ખરી! સાયંકાળે સીધાદાસ ઘેર આવીને જુએ છે તો ફાંકડી મળે નહીં! આજુઆજુનાં પાડોશીઓથી ખબર મળી કે તેણી દરીયે ફરવા ગઈ છે. બાદ સીધાસાએ ઓરડીનું તાળું ખોલીને રસોઇ કરવા માટે સગડી સળગાવી, અને એટલામાં ફાંકડી ભપકાભેર આવીને બોલી "જુઓ પ્રાણનાથ! હવે હું કેવી દીસુંછું!"

"વાહ! પેહેલા નંબરની પટરાણી જેવી! હવે તને કોઇપણ એમ તો નહીંજ કહી શકે કે તું ગામડીયણ છે! હવે તો તું મુંબઇના શેઠાણી જેવી સુંદરી લાગે છે જો!"

"ત્યારે! આનું નામજ ભપકો! આનું નામજ લાહવો!"

"અલબત! એમાં તો કશો વાંધોજ નહી વાહલી!"

"પણ હવે મારે માટે નેખલેસ જરૂર લાવજો. તે વગર શોભામાં ખામી આવેછે."

"પણ હવે મારી પાસે ફુટી બદામે નથી! જેટલા રૂપીયા પેટીમાં હતા તે તમામ આ બધું લાવવા પાછળ ખરચી નાંખ્યા, માટે નેખલેસ લાવવાને રૂપીયા નથીની!"

"તે ગમે તેમ કરો પણ નેખલેસ વગર તો નહીંજ ચાલે!"

"ઠીક છે તો જરૂર કોઇ મારવાડીને ત્યાંથી રૂપીઆ મેળવીને નેખલેસ લાવીશ, અને તારી હોંસ પુરી પાડીશ."

"પણ નેખલેસ લાવો તો કોઇ જુના, જાણીતા, પ્રખ્યાત ને વખણાતા સોનીને ત્યાંથીજ લાવજે; કેમકે તેમને ત્યાં ઘણાજ સરસ દાગીના ફેર્નીશ કામને પણ ટક્કર મારે તેવા બને છે! ધ્યાનમાં ઉતર્યું કે ?"

"સમજ્યો, તેમને ત્યાંથીજ લાવીસ."

આ પ્રમાણે ફાંકડીને ખુસ કરીને સીધાદાસે તેણીને શાંત પાડી, અને તે પછી બીજે દીવસે તે પેલા મારવાડીને ત્યાં ગયો, તેની સાથે વાતચીત કરીને તેની પાશેથી રૂ ૧૦૦ લીધા. અને એક જાણીતા અને હુંનરબાજને ત્યાંથી એક સુંદર "મશીન પોલીશ"નો નવી ફેશનનો નેખલેસ લીધો, જે સીધાદાસ પોતાની બાયડી આગળ લઈ જતાંજ તેણી હરખાઇ પરખાઇ ગઇ !

# પ્રકરણ ૩ જું.

## વાંધા વનેખાં!

સીધાદાશે ઘરમાં એક રૂપાયો પણ રાખ્યોજ નહોતો તેથી તેને ખરચને માટે વાંધા પડવા માંડ્યા! કોઇ દહાડો શાક લાવે ને કોઈ દહાડો લુખુંજ ખાઇ લે! દાણાવાળાનું કરજ વધવા માંડ્યું અને ચોગદમ દેવાદાર બની ગયો હોય તેવો દેખાવ તેણે પોતાની બાયડીની નજરે બતાવવા માંડ્યો! એક દીવસે તે કરગરીને ફાંકડીને કહેવા લાગ્યો "જો વાહાલી! હજી પગાર આવતાં તો વાર છે, અને પગાર પણ આ મહીને મળવાની આશા નથી. કેમકે શેઠને આ મહીને વેપારમાં ઘણું નુકશાન લાગવાથી તે બીચારાને પઇસાની ભારે ભીડ થઇ છે, માટે પગાર મળે તેવી આશાજ નથી. હવે ખરચ આપણે કેમ ચલાવવો તેને માટે મને તો ભારે મુંઝવણ થઇ પડી છે!"

" પેલા તમારા મારવાડીને ત્યાંથી બીજા રૂપીઆ વ્યાજે લઇ આવીને હાલ તરત ખરચ ચલાવો."

" મારવાડી પણ ધીરતો નથી ! અરે પેલો નેખલેસ લેવાને જે સો રૂપીયા લીધા હતા તેને માટેજ ગઇ કાલે ઉઘરાણી કરતો હતો; કેમકે તેને વળી દેશમાં જવાનું છે !"

" ત્યારે તો બીજો શો ઇલાજ ? તમે જાણો ને તમારૂં કામ જાણો !"

" હું ધારૂં છું કે તારા એક બે દાગીના ગીરવી મુકું તો હાલ તરત કામ તો ચાલે ?"

" ખબરદાર ! મારા દાગીનાપર નજર નાંખસો નહીં."

" તો ભલે ! જેમ થાય તેમ ખરૂં ! ભગવાનની મરજી હશે તેમ થશે.ને બનવાનું હશે તેમ બનશે !"

" બીજું શું બનવાનું હતું ? દમ કોને બીડાવો છો ?"

" બીજું એજ કે ઉપવાસી રહીશું ને મારવાડી બારણે આવશે ને બધો માલ જપ્ત કરશે !"

"ભલે કરે. હું કંઇ બ્હીતી નથી તો!"
બાદ સીધાદાસ શાંત રહયા, અને ઘરમાં જે ટાઢું ને લુખું સુકું ખાવાનું હતું તે ખાઇ કરીને ભાઇ સાહેબ પોતાની નોકરીએ ગયા. રસ્તે જતાં જતાં તેણે પેલા મારવાડીની મુલાકાત લીધી, અને તેની સાથે પોતાની તદબીરની મસલત ચલાવી બીજે દીવસે શું કરવું તે સઘળું ચોકઠું ગોઠવી રાખ્યું.

# પ્રકરણ ૪ થું.

## ફાંકડી કેવી બની રાંકડી!

રાતના સીધાદાસ નોકરીએથી પાછા ફરતાંજ રડવા જેવું મોં કરીને એક ખુંણામાં બેઠો. ફાંકડીનો દાથરો તો ચડેલોજ હતો, અને તોપણ તેણી બોલી "કેમ વારૂં, તમે કંઇ રડતી સુરત જેવા ખુંણો પકડી બેઠા છો?"

"તો શું કરૂં! મને તો કંઈ સુંઝજતું નથી! પેલા મારવાડીએ આપણાં ઘરપર ટાંચ કઢાવી છે, અને તારી ને મારીપર કેસા કઢાવ્યા છે, તેથી ઘરપર ટાંચ મારશે ને તેટલાથી તેના

રૂપીઆ વસુલ નહીં થશે તો વળી તે આપણે બંનેને પકડીને તુરંગમાં નખાવશે! મહા બુરી દશા થશે વાહલી!"

"પણ કેસો મારા ઉપર શાનો લાગુ પડે? મારી કંઇ સહી મારવાડીની પાસે છે કે?"

"તોપણ તું મારાં માલમતાની ભાગીયણ છે, ને વળી આપણાં હીંદુ શાસ્ત્ર પ્રમાણે તું મારી અર્ધાંગના ઠરી તેથી મારી સાથેજ તારી ઉપર પણ મારવાડીનો કેસો ચાલવામાં હરકત આવે નહીં. એવો કાયદો છે." સીધાદાસે તેણીને ગભરાવવાને સુકીજ હાંકી!

"ત્યારે આપણા ઘરનો તમામ સરસામાન ને રાચરચીલો આપણા પાડોસીને ત્યાં મુંકી દઇએ તો પછી મુઓ મારવાડી શું કરનાર છે?"

"તોપણ તને ને મને તુરંગમાં તો નાંખશેજ કેની! તેમાં કંઇ છુટકો થનાર છે! એ તો જમ કેહેવાય તે લીધેજ છુટકો કરે!"

"ત્યારે તો આપણાં ભોગ ફરી વળ્યા! હવે કંઇ બાજી તદબીર કરાંએ તોજ આપણો બચાવ થાય!"

"મને તો બીજી કશી પણ તદબીર સુ-

ફુજતી નથી, ને હું તો મુંઝાઇ ગયો છું!"

"પણ મારવાડી પકડી જશે તો આબરૂની આબરૂ જશે ને વળી ભીખારી થઈ જઇશું તે જુદું ?"

"તેતો છેજ તો વળી ! તે રાંડનો કંઇ છોડનાર છે? તેતો સહવાર થતાંજ આવીને ઉભો રહેશે. વળી સાથે બેલીફ ને સીપાઇઓનું ધાડુ પણ આવશે ને પુરી ફજેતી કરશે !"

"અરરર ! મે હોકાણું! અરે પણ તમે આવા મરદ થઈને કંઈ રસ્તો કરોની !"

"રસ્તો એજ કે આપણી પાસે જે છે તે તમામ તેને સોંપીને બાકી વખતને માટે હાથે પગે લાગીને તેને સમજાવીશ, અને પછી જ્યાં ત્યાંથી આબરૂ રાખીશ ! એ શીવાય બીજો ઉપાયજ રહ્યો નથી !"

"પણ તેમ કરો! બળી ગયાં કપડાં ને દાગીના ! હું મારે મન વાળીને બેસીશ !"

"લાવ ત્યારે હમણાજ કે તે વળી સહવારમાં આવીને ઉભો રહે નહીં. ઘર મેળે તેને શમજાવીશ તો કદાચ પાંચ રૂપીઆનો ફાયદો થશે ને વળી આબરૂ પણ સચવાઇ રહેશે."

"લો આપુ છું." એમ કહીને ફાંકડીયે તમામ વસ્ત્રો ને દાગીના તેને કહાડી આપ્યાં ને લઇ મારવડીને ત્યાં સીધાદાસ ગયા, અને ર ઘડી ખટપટનો અંત આણી નાખ્યો.



# પ્રકરણ ૫ મું

## શમજી !! શમજી !! શમજી !!

થોડા દહાડા ગમે તેમ કરકસરથી ચ લાવ્યા પછી તેમજ સાદાઇ, સભ્યતા ને સુજાત માં પોતાનો સંસાર નભાવવામાં ફાંકડીને સુખ સમજાયાં પછી સીધાદાસે તેણીને પુછયું "કેમ વહાલી, સુખ સામાંછે ? સાદાઇ, નીતી અને મધ્યમપણે ખરચ રાખવામાં કે ઉડાઉપણામાં ?"

"પ્રાણનાથ આપે તો પ્રથમ થીજ મને બો ધ આપ્યો હતો કે સાધારણ રીતે ગુંજાસ પ્રમાણે અને સાદાઇમાં રહેવામાંજ સુખછે, અને તેજ આપનો બોધ સત્ય સમજાયો છે."

